# ॥ तरंगमाळा ॥

आंक २ जो.

## धर्म.

श्लोक.

॥अस्थिरं जीवितं लोके अस्थिरे धन यौवने॥
॥अस्थिराः पुत्र दाराश्च धर्म कीर्ति द्वयं स्थिरं॥

અર્થ—"લોકમાં જીવિત અસ્થિર, ધન જોબન અસ્થિર, સ્ત્રી પુત્રાદિ અસ્થિર પરંતુ ધર્મ તથા કીર્તિ એ બેજ સ્થિર છે."

આર્યો આ વિચાર શું તમારે ધ્યાનમાં રાખવા લાયક નથી?

અમદાવાદ

ખાડીયામાં મેહેતાજી પીતાંબરદાસ ત્રિભુવનદાસના મકાનમાં હિતેચ્છુ પ્રેસમાં જેશંગ મુળજીએ ....

# ॥ तरंगमाळा ॥

आंक २ जो.

## धर्म.*

श्लोक.

॥अस्थिरं जीवितं लोके अस्थिरे धन यौवने॥

॥अस्थिराः पुत्र दाराश्च धर्म कीर्ति द्वयं स्थिरं॥

અર્થ—"લોકમાં જીવિત અસ્થિર. ધન જોબન અસ્થિર. સ્ત્રી પુત્રાદિ અસ્થિર પરંતુ ધર્મ તથા કીર્તિ એ બેજ સ્થિર છે."

આર્યો આ વિચાર શું તમારે ધ્યાનમાં રાખવા લાયક નથી?

---

**અમદાવાદ**

ખાડીયામાં મેહેતાજી પીતાંબરદાસ ત્રિભુવનદાસના મકાનમાં હિતેચ્છુ પ્રેસમાં જેશંગ મુળજીએ છાપી.

સંવત ૧૯૪૦ સને

# સ્વર્ગવાસી

## નેત્રમણિ, હૃદયદિપક, પરમ પ્રીયમિત્ર

## પરમોદરાય ગોવંદરાય—

લે આ લઘુ ગ્રંથ તારી યાદગારીને સારૂ તનેજ અર્પણ કરૂં છું. તારા ફાડેલા અંકુરની અર્પણપત્રિકા તનેજ છાજે છે. તારી શુધ્ધ નિતી, રૂડી રિતી, સંપૂર્ણ સ્નેહયુક્ત પ્રીતિ, તથા દેશ કલ્યાણ અર્થે ઉત્સાહ ભરેલી શ્રેષ્ટ ઉત્કંઠતાઓ, આથીજ તારી કીમત થઈ શકે એવી નહોતી.

અપશોશ!! અપશોશ!!! અજાએબી ભરેલી ગેબી કુદ્રતે, તા૦ ૪ જુન સને ૧૮૮૩ તથા સંવત ૧૯૩૯ ના વૈશાખ વદ ૧૪ ને સોમવારને રોજ, અમને અત્યંત દીલગીરીમાં ડાટી દઈ, તને ભરજુવાનીમાં જગતનિયંતાએ ઉપાડી લીધો છે. અને સર્વ શ્રેષ્ટ ધારણાનો અંત આણેલો છે. એર ઈશ્વર ઇચ્છા, પણ તારી દેશના કલ્યાણની રૂડી ધારણાઓ પણ તારી સાથેજ લય થઈ છે, તેથી મારા હૃદયમાં જબરો ઘા લાગેલો છે.

## મનહરછંદ ઈઆ કવિત.

પ્રેમથી ધરાવનાર પ્રેમી પરમોદરાય,
દેશહીત ધરનાર દીલદાર ગયો ક્યાંર

દેશદેહ હીતકારી વિચાર કરવાને યાર,
પાછો પ્રેમ ધરીને પ્રીતથી વદીશ ક્યા?
કીધેલા વિચાર તારા દેશ હિતકારી સારા,
ગ્રંથ ગુંથવાના ઘડી ઘડી દુઃખ આપેછે;
કાંચણ કાંકેલા તારા તિવ્ર બુદ્ધિકેરા સારા,
જોઈ દીલદાર દાહ દીલમહી લાગે છે. ॥૧॥
રીતી નીતિ રૂડી કેરૂં ફોડેલું અંકુર તારૂ,
વળી સ્નેહ નેહ પાસ નેન નીગલાવે છે.
વિવેકી વિચાર વિશ્વને વિશેશ લાભકારી,
વિહાર ન પામ્યા તેથી દીલ દુઃખે દાઝે છે;
ધીરજ ન ધરે તન ધીરજ તું વીન વીર,
પણ ધાર્યું જાણી ઈશ્વરનું ધીર ધારૂછું;
વિવેકી વિચાર તારા દેશ હીતકારી હતા,
તેથી અર્પી ગ્રંથ આને ચિતે ચેન માનું છું. ॥૨॥

લી. સ્વદેશ શુભ ઈચ્છક ચર્ણ રજ
દેશાઇ. ધી. ન.



# પ્રસ્તાવના*

આર્ય જનોના મહત પુસ્તકોનો આભાષ, આર્ય જનોના અંતઃકર્ણને જરા લાગણી કરે એ હેતુથી, આ અંક લખવામાં આવેલો છે. આ વિષય જેમ જેમ બેડાય, તેમ તેમ વિશાળતા પકડતો જાય એવો છે. પરંતુ આ નાના અંકમાં જેમ બને તેમ ટુંકાણમાં લખી, એનો અલ્પ સંકેતરૂપી આભાષ આપેલો છે. અને તેને લીધે કેટલેક ઠેકાણે લખાણની ઢબ બોહોળા અર્થનો સમાસ કરતી કઠણ થઈ હશે, તો તેને માટે વાંચનાર સુજનો ક્ષમા કરશે એવી આશા છે.

આ અંકને વધારે ટુંકાણમાં લખવાનો હેતુ એ છે કે, એની ઓછી કીમત પડવાથી બોહોળો પ્રસાર થાય. પરંતુ હવે પછી સદ્ગ્રહસ્થો તરફથી સદરહુ વિષયને, સારા આકારમાં બહાર પાડવાને જીગ્નાશા બતાવવામાં આવશે તો, વખત મળે તેમ થવા ઈશ્વર ઈચ્છા બળવાન છે.

આર્ય ગ્રંથોના કઠણ વિષયમાં મેં માથું મારેલું છે, તે એક બાળક ચંદ્રને હાથમાં લેવાને ઈચ્છા કરે તેવું છે. અર્થાત્ આ વિષય મારી જ્ઞાન શકિત ઉપરાંતનો છે અને તેને લીધે ઘણા દોશો રહ્યા હશે, તો તેને માટે સદ્ગ્રહસ્થો માફી બક્ષવા સાંકડું મન ન કરતાં, મને રૂડી શીક્ષા સાથે જોડશે એવી આશા છે.

સંવત ૧૯૪૦ ના
વૈશાખ વદ ૫.

કર્તા.

# तरंग माळा.

## દોહરો.

આર્ય અધમવૃતી તજી, આર્ય ધર્મથી ચાલ;
તેથી જહિ [1]પુરૂષાર્થ તું, અમીત બનિશ નિહાલ. ૧

સાંપ્રત કાળમાં અનાદી વેદધર્મ પ્રતિદીન દુરદશામાં આવતો જાયછે તથા ધર્મ પ્રસાદ ગ્રહણ કરવાને જ્યારથી આર્યો અરૂચીયુકત થયાછે, ત્યારથી આર્યોની સ્થીતિ ધર્મ, અર્થ, અને કામમાં નીસતેજ વીર્યહિન થતી ગઇછે. તેને પ્રકાશીત રીતે શ્રેષ્ટ સ્થીતિમાં આણવાને યત્ન કરવો એ અવશ્યનું છે. [2]ઇહલોકીક રીધ્ધિ સિધ્ધિ તથા સુખસત્તા આદી સર્વ સુખો, તથા [3]પારલોકીક મોક્ષ આદી સર્વ ફળો, આર્ય ધર્મના વર્ણાશ્રમાદી માર્ગને ગ્રહણ કરી વેદધર્મને પ્રકાશીત કરવાથી પ્રાપ્ત થાય એ નિઃસંદેહ છે, અને સદરહુ પુરૂષાર્થ પ્રાપ્ત કરવાને યથાસ્થિત લક્ષ અપાતું નથી, એ આર્યોને સંપૂર્ણ ખેદકારક છે.

નિવૃત્તિના તથા પ્રવૃત્તિધર્મના શુભાશુભ કર્મ તેની ક્રિયા તથા તેના મંત્રની ફળસિધ્ધિ, તથા યોગની ક્રિયાથી થતી સિધ્ધિ

---

૧ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. એ ચાર.
૨ આ લોક. ૩ પરલોકીક.

સદરહુ આર્યશીષ્ટજનોએ સિદ્ધ કીધેલી ધર્મવ્યવસ્થામાં, મધ્યમ કાળમાં સુધારાના નામથી વગર સમજે ડાલમડોળ કરનારા ઉત્સાહીઓને સમજણ નહી પડવાથી; ઉપર કહેલી ધર્મવ્યવસ્થાનો અનાદર કરી અસંભવીત ખોટી છે, એમ ધીક્કારપાત્ર બકવા પ્રશપનિતીમાં કહેલી શીયાળની વાતની માફક દ્રાક્ષ ખાટી છે કોણ ખાય, એ મુજબ ચલાવ્યો. પરંતુ ધર્મકર્મની વ્યવસ્થા જુદીજ છે. તેને સમજ્યા શિવાય લઘુબુદ્ધિના સાહાસિકોએ પરધર્મી વિચારના મોહમાં લપટાઇ, ઇંદ્રવર્ણાના ફળની માફક દેદિપ્યમાન દેખાતા પરાયા વિચારને પશારવાને જે વર્ત્તણુંક વર્ત્તાવી, આર્યોને સંશયી ભ્રમિષ્ટ કીધા છે તેથી આર્યોને ઘણુંજ નુકશાન થયું છે.—કર્મની સિદ્ધિ સંપાદન કરવાને ધર્મની રૂડી પદ્ધતિ—ચિત્તશુદ્ધિ, મંત્રશુદ્ધિ, દ્રવ્યસામગ્રીની શુદ્ધિ, તથા આર્યજનોના શ્રેષ્ટ આચાર વિચાર ઉપર આધાર રાખે છે. અને તેને અનુલક્ષી વેદધર્મની રૂડી વ્યવસ્થા છે. ચિત્તશુદ્ધિના બળની કળા કળી શકાય તેવી નથી. ચિત્તશુદ્ધિ શુદ્ધ ધર્મ કર્મથી સંશય રહીત શુદ્ધિ યુક્ત થાય તો, પરમાત્માનું સ્વરૂપ જ્ઞાન પમાય. પરંતુ એ વિષયને સમજવાને વીરલાજ અધિકારી હોય છે. એ વિષય સંબંધી જ્ઞાન સંપાદન કરવા અધિકારી થવા અનેક જન્મના સત્કર્મ જોઇએ એમ આર્યશીષ્ટ જનોએ માનેલું છે. સદરહુ પરમાત્માનું સ્વરૂપજ્ઞાન યથાર્થ સમજવાને અત્યંત શ્રદ્ધાયુક્ત પરિશ્રમ, સદ્વિદ્યા, સત્કર્મ, તીક્ષણ બુદ્ધિ,

શ્રવણ, *મનન તથા *નિદિધ્યાસન આદિની સંપૂર્ણ જરૂરછે. અને તેને સમજવાને યોગ્ય થવા આવેલા જીજ્ઞાશુઓને સારૂ ઉત્તર મીમ્રાંશા (બ્રહ્મસુત્ર) અને ઉપનીશદકાંડ છે. પરંતુ સામાન્ય સમુદાયને માટે તો કર્મઉપાસનાનીજ જરૂર છે. શ્રદ્ધાલું થઇ બુદ્ધિયુકત કાર્યમાં તત્પર રહી નિત્યનૈમીતીક કર્મગ્રહણ કરી નિયમને નિશ્ચયતામાં રાખી વર્તવું એ મહાસીદ્ધિ આણનારાં રૂડાં કર્મછે.

જે ધર્મ કર્મની રૂડી વ્યવસ્થાથી, આપણા આદિકાળના આર્યો પ્રકાશીત ઉન્નતિમાં ઝળકયા હતા તથા વખણાયા હતા, તે ધર્મ ઉપર સાંપ્રતકાળના સ્વચ્છંદીજનો, પોતાના ધર્મની વ્યવસ્થા જાણવાની, તથા પરાયા ધર્મનું ખરૂં ખોટું બળ સમજવાની, સ્પૃહા ન રાખતાં અવર જનોની કૃતિ ઉપર મોહીત થઇ પરાયું એજ શ્રેષ્ટ છે, એમ ઉજળું ઉજળું એટલું બધુંએ દુધ સમજી આકડાના રસને ગ્રહણ કરવા રૂપ નાસ્તીક વૃતી કરતા જાય છે એ અયોગ્ય છે. આદિધર્મ વ્યવસ્થા ઉપર આર્યસંતતી આવેતો, આદિકાળની ઉંચ્ચ સ્થાતિને પામવાને યોગ્ય થાય. કેમકે એથીજ આર્ય સંતતિ આદિકાળમાં ઉંચ્ચ સ્થીતિના શીખર ઉપર આવી હતી. અને આવે—પરંતુ આર્યો ધર્મ વ્યવસ્થા ઉપર લક્ષ નહી આપેતો આકડાનું દુધ પીધે જે

---

*બ્રહ્મનું જે ચિંતવન તેને મનન કહે છે. *બ્રહ્મમય વૃતિની સ્થિતીને નિદિધ્યાસન કહે છે.

મ તનપીડીત થાય છે, તે પ્રમાણે આર્ય સંતતી પારલૌકીક તથા ઈહિલૌકીક સર્વ સુખદ તત્વથી હીન થઈ, દુઃખના દાહમાં બળતી ઝળતી રહેશે; એ નિઃસંદેહ છે.

સાંપ્રત ઉછરતી આર્ય પ્રજા આદી ધર્મનું ખરૂં તત્વ નથી સમજતી તેથી તેનું ચિત્ત અશ્રદ્ધાયુક્ત અવ્યવસ્થીત રહેછે, અને તેને લીધે નાસ્તીક થતી જાય છે. તથા આર્ય પ્રજાના ધર્મ સંબંધી કામમાં આગેવાનપણું કરનાર બ્રાહ્મણો છે તેઓ પ્રતિદીન વેદથી તથા ધર્મ કર્મથી ભ્રષ્ટ થતા જાય છે.

બધાં કારણો સાથે આ બે કારણો આર્ય પ્રજાના ધર્મની અધમ સ્થીતિ કરનાર મુખ્ય છે. તેને રૂડી વ્યવસ્થામાં લાવેથી ધર્મ વ્યવસ્થા યથેચ્છ સુધરે. અને ધર્મ વ્યવસ્થાને સુધારવાને લક્ષ આપવું એ દરેક આર્યપુત્ર રૂપે મદ રાખનાર આર્ય પુત્રની ફરજ છે. કેમકે આર્ય મંડળની મહતા ધર્મની રૂડી વ્યવસ્થાથીજ રહી છે. જો ધર્મનું રૂડું બંધન આર્યસ્થાનમાં દ્રઢ ન હોતતો, હજારો વર્ષ થયાં પરદેશીઓના હલ્લાઓથી કચરાવું તથા પરધર્મની આણમાં રહેનારૂં આપણું આર્યસ્થાન, આર્યધર્મની સ્થીતિને થંભાવી શકત નહી. અને રોમન લોકોની જેવી સ્થીતિ થઈ તેવી સ્થીતિ થાત. રોમન લોકોમા કુલાચાર નો પ્રતિબંધ હતો તે ટુટ્યો, તે સાથે તેઓની સર્વ શ્રેષ્ટ સુખદ સંપત્તી તથા રાજ્ય સત્તા ઝાંખીઝપ થઈ ગઈ. અને રોમન નામનો મનોહર શબ્દ સાંપ્રતકાળમાં કાને પડવો દુર્લભ થઈ

પડયો છે. એ પરિણામ કુલાચાર બંધનના ભાગવાથી થયું છે. અને તેમજ જો આર્યમંડળ ધર્મ વ્યવસ્થાની કુડી સ્થીતિ કરશે તો રોમન લોકોના જેવા હાલ થયા તેવા થવાને અશક્ય નથી. કેમકે રોમનોની રચના કુલાચાર બંધન ઉપર હતી, તેવી આર્ય મંડળની રચના ધર્મ વ્યવસ્થા ઉપર છે. અને જેમ જેમ આર્યો ધર્માચર્ણને સુદ્રઢ કરતાં જશે, તેમ તેમ ઇહલોકીક તથા પારલોકીક સર્વ કર્મની સિદ્ધિને પામશે. શુક્ર રાજ્ય નીતિમાં લખ્યું છે કે.—

॥ विना स्वधर्मान्नसुखं स्वधर्मोहि परंतपः
॥ तपःस्वधर्म रूपंयत् वर्द्धितं येन वैसदा
॥ तस्यदेवाःकिंकरास्युःकिंपुनर्मनु जाभुवि॥

અર્થ—સ્વધર્મ વિના સુખ નથી, સ્વધર્મ એજ મોટું તપ છે. જેણે સદા સ્વધર્મ પાલન રૂપ તપ વધાર્યું તેના દેવતાઓ કિંકર છે, તો પૃથ્વી ઉપર મનુષ્ય હોય એમાં કેહેવુંજ શું?

ધર્મને રૂડી સ્થીતીમાં લાવવાને માટે પ્રથમ વેદને આશ્રય અપાવો જોઇએ. અને વર્ણાશ્રમધર્મને ચળકાવવો જોઇએ. વર્ણાશ્રમનો ખુલાસો એવો છે કે—બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર એમ કર્મ પ્રમાણે ચારવર્ણો જે આદિકાળના મહાત્માઓએ સિદ્ધ કીધેલી છે તે, તથા આશ્રમ—બ્રહ્મચર્ય, ગ્રહસ્થ, વાનપ્રસ્થ અને સન્યાસ એ દીક્ષાઓ પ્રમાણે વર્તવાનો ધર્મ. ધર્માચર્ણના

કર્મ બે પ્રકારના છે. सकाम અને निष्काम. નિષ્કામ કર્મ એટલે જ્ઞાન પૂર્વક ફળની ઇચ્છા ન રાખતાં સત્કર્મ કરવાં તે, એટલે મોક્ષ માટે જે નિવૃત્તિના કર્મ કરવાં તે. અને સકામ કર્મ એટલે પારલોકીક સ્વર્ગાદી સુખોની ઇચ્છા, તથા ઇહલોકીક સુખની અધિક અધિક વૃદ્ધિની ઇચ્છાથી પ્રવૃત્તિ કર્મ કરવાં તે.—નિષ્કામ એટલે નિવૃત્તિ લક્ષણ ધર્મનું આચરણ આચરવાને ધીમે ધીમે સકામ કર્મથી, એટલે પ્રવૃત્તિ લક્ષણ ધર્મના કર્મની ઉપાસનાથી યોગ્ય થવાય છે. કેમકે અંતઃકર્ણને ત્રણ દોષ લાગેલા છે. मळ, विक्षेप અને आवर्ण (અજ્ઞાન). मळ એ શુદ્ધ અંતઃકર્ણથી નિષ્કામ કર્મ કરેથી દૂર થાય છે. विक्षेप એ આચાર વિચાર યુક્ત ઉપાસના કરેથી દૂર થાય છે. आवर्ण એ જ્ઞાનથી દૂર થાય છે, એટલે વિક્ષેપ આદિ દોષોને દૂર કીધા પછી અધિકારી પણું પ્રાપ્ત થાય છે. માટે કર્મ ઉપાસનાને શ્રદ્ધાથી ગ્રહણ કરવી. કર્મ ઉપાસનાના સત્કર્મો કરેથી બુદ્ધિની મલીનતા દૂર જઈ અંતઃશુદ્ધી થાય, એટલે ઇશ્વર પ્રત્યે લક્ષ બેશી પ્રેમ ઉત્પન્ન થાય. અને જેમ જેમ વીશેષ કર્મ ઉપાસનામાં તથા ઇશ્વર સંબંધી જ્ઞાન સંપાદન કરવાને વધતાં જાય, તેમ તેમ ઇશ્વર પ્રત્યે પ્રીતિ વૃદ્ધિમય થઇ અંતઃકરણ દ્રઢ થતું જાય. આખરે નિષ્કામ કર્મનો અધિકારી થઈ યથાર્થ સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયેથી મોક્ષને પામે. અર્થાત—કર્મ ઉપાસનાના માર્ગથી ચડતાં ચડતાં નિષ્કામ કર્મ ઉપર જવું. પરંતુ કર્મ ઉ

પાસનાને પડતી મુકી થઇ વેદાંતિ થવું એતો દુર્ગતી કરનાર છે. માટે મારો નમ્ર મત એછે કે–આર્ય શીષ્ટ જનોએ જે યથાર્થ બોધ કીધેલા છે તે ધર્માચર્ણથી વર્તવું એ યોગ્ય છે. કેમકે ધર્મ સિવાય પરલોકમાં કોઈ મદદગીર નથી એમ મનુ ભગવાને કહેલું છે. અને તેના ઉપર શ્રધ્ધા રાખવી એ યોગ્ય છે.

## श्लोक,

नामुत्राहि सहायार्थं पित्ता माताच तिष्टत:

न पुत्रदारा न ज्ञाति धर्मस्तिष्टाति केवलं:॥

અર્થ—"પરલોકમાં પિતા, માતા, પુત્ર, સ્ત્રી અને જ્ઞાતિ એ કોઈ સહાય કરવા ઉભુ થતું નથી. પરંતુ એક ધર્મજ માત્ર સહાય માટે ઉભો રહેછે."

આર્ય—સાંપ્રતકાળમાં કાળને અનુસારે તારી સ્થીતિ, ધર્મ, અર્થ, અને કામના સંબંધમાં, છીન્ન ભિન્ન કર્મોથી કુડી કનીષ્ટ અને દયાપાત્રછે. તેના સંબંધમાં જરાપણ મનન ન કરતાં, તારા મહમાંને મદમાં નદીના પ્રવાહની પઠીમ ચાલ્યો જાયછે તે ઠીક નથી. વિચાર કર—સમય પરત્વે તારી સ્થી–તિને સંભાળ–ને આર્ય બાંધવોની સ્થીતિને સુધારવાને યત્ન કર. ધર્માચર્ણ સર્વથી શ્રેષ્ટ છે. પશ્વાદિ પ્રાણીઓમાં ને મનુષ્ય પ્રાણીઓમાં પ્રાણી રૂપે ઘણીક બાબતોમાં સમ દેખાય છે. પરંતુ કયા માનુષ્ય તત્વને લીધે, પશ્વાદિ

પ્રાણીઓમાં અંતર રહી માનુંષ્ય શ્રેષ્ઠ છે? તો તે ફક્ત એજ કે—મનથી તર્ક વિતર્ક કરી નિશ્ચય કરી નિશ્ચયતાથી વર્તવું તથા ધર્મનું પાલન કરવું, એજ મનુષ્યોને મનુંષ્યતા, આપનાર શ્રેષ્ઠ તત્વ છે. એટલે ધર્મથી વિરક્ત રહેનાર માનુષ્ય પશુવતછે.

ધર્મ એટલે શું? એ સમજવાની ઘણી અવશ્યતાછે. એની પ્રસંગે પ્રસંગે માહાત્માઓએ ઘણીક વ્યાખ્યાઓ કરેલી છે. ધર્મ શબ્દની વ્યાખ્યા, ન્યાય શાસ્ત્રના કર્તા કણાદ રૂષિએ નીચે પ્રમાણે કરી છે.—જેથી સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિ થાય તે ધર્મ અથવા અલોકીક સુખ અને દુઃખનો અત્યંત વિરામ જેથી થાય તે ધર્મ. વળી "યોગ" અર્થ એમ લખેછે કે—ધારણ કરનાર એટલે પડતા માનુષ્યોને ધરી અથવા ગ્રહણ કરી રહેછે તે. ધર્મનો સ્પષ્ટ અર્થ સર્વને માન્ય થાય એવો તો એજછે કે—આચાર, પ્રાયશ્ચિત અને ન્યાય એ ત્રણ મુખ્ય વિષયમાં જે શીક્ષા, એટલે રૂડો બોધક માર્ગ બતાવ્યો હોયછે તે. અથવા વેદશાસ્ત્રમાં કહેલો વિધી, અથવા શ્રુતિ સ્મૃતિમાં કહેલી જે આજ્ઞા (એટલે તેમાં કહેલો જે વિધી તેને અનુશરવું) તે ધર્મ. અથવા જેનુ અનુષ્ઠાન કરેથી આ લોકમાં અને પરલોકમાં અનિષ્ટ નાશ થઇ ઇષ્ટની પ્રાપ્તિ થાય છે તે ધર્મ.—એવો રૂડો ધર્મ કે જે ઇહિલૌકીક અને પારલૌકીક સર્વ સુખને સંપાદન કરે એવો છે તેને જાણવાની કોને અપેક્ષા ન હોવા એવો કોણ ગમાર હોય કે તે, ઇહલોકીક અને પારલોકીક

બંને સુખથી ભ્રષ્ટ થઈ દુઃખી થવા ખુશી હોય? અમને તો, ખાત્રીછે કે, આર્ય વીર્યથી ઉત્પન્ન થયેલા આર્ય તો, સ્વધર્મમાં તત્પર રહી ધર્મભ્રષ્ટ ભુંડાના મો સામું સ્પષ્ટ ધિકાર બતાવે એ નીઃસંદેહ છે.

કાળ વશાત્ સાંપ્રત પ્રસંગમાં જે કંઈ ભોળેભાવે થયુંછે તેની ફીકર કરવી યોગ્ય નથી. પણ આર્યો હવે તમે શુધ્ધિમાં આવો અને વિચારો કે, ધર્મ સંબંધી જ્ઞાન મેળવવાને આપણામાં કયા કયા ગ્રંથો છે. તેમાં શું લખ્યું છે. અને આપણે કયે રસ્તે ચાલવાથી ઈહિલોકીક તથા પારલોકીક સુખ તથા મોક્ષ મેળવાય તેનો અધિકાર પરત્વે વિચાર—એ સંબંધી સોધન થવું યોગ્યછે. સદરહુ જ્ઞાન સંપાદન કરવાને ઘણા ગ્રંથો આદિ લખાયલા છે. પરંતુ જો કોઇ વિદ્વાન તે સર્વનો યથાર્થ, સારાંશ ટાંચી, એક ગ્રંથરૂપે બહાર પાડે તો ઘણો લાભ થાય. અને આશાછે કે એવા ગ્રંથની ખોટ પુરીપાડવાને કોઈ વિદ્વાન માથે લીધાવિના રહેશે નહી. જોકે ધર્મ સંબંધી જ્ઞાન મેળવવાને સાંપ્રતકાળમાં સાધન ઘણા અનુકુળ થતાં જાયછે. તોપણ એકાદો એવો ગ્રંથ હોય તો જલદીથી સર્વ તત્વ જાણી શકાય.

ધર્મ સબંધી જ્ઞાન થવાસારૂ આર્ય લોકોના શાસ્ત્રો છે. તે ત્રણ પ્રકારના છે.

श्रौत, आर्ष અને पौरुष.

श्रौतशास्त्र—એટલે શ્રુતિ અથવા વેદ. તે ચારછે. ऋग्वेद,

यजुरवेद, सामवेद અને અથર્વણ એ દરેકની હદ—સહિંતા, બ્રાહ્મણ, આરણ્યક, ઉપનિષદ, પરિશિષ્ટ અને સુત્ર સુધી ગણાયછે. તે સમગ્રનું નામ શાખા કહેવાય છે. ધર્મ બ્રહ્મ પ્રતિપાદક મંત્ર બ્રાહ્મણાત્મક વેદને અપૌરૂષેય (મનુષ્યે નહી રચેલા એવા) પણ કહેવાયછે.

आर्यशास्त्र—એટલે મહરૂષિઓએ રચેલા શાસ્ત્રો તેમાં उपवेद આયુર્વેદ, ધનુર્વેદ, ગાન્ધર્વવેદ, અને અર્થવેદ; એ ચાર વેદના ઉપવેદ ગણાય છે.

वेदांग—શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ જ્યોતિષ, એ વેદના અંગ ગણાય છે.

उपांग—સાંખ્ય શાસ્ત્ર, પાતાંજળ શાસ્ત્ર, ન્યાય શાસ્ત્ર, વૈશેષિક, મીમાંસા શાસ્ત્ર, (એના પૂર્વ અને ઉત્તર એવા બે ભાગ છે) એ ષટ્ શાસ્ત્રને વેદના ઉપાંગ કહેછે. એ બધાનો યથાર્થ અભ્યાસ કરે ત્યારે તેને સ્વાધ્યાયનું અધ્યયન કર્યું એમ કહેવાય અથવા સાંગોપાંગ વેદાપ વેદાધ્યાયન કર્યું છે એમ કહેવાય. અને એટલો અભ્યાસ કરે તેજ બ્રાહ્મણ તેના યથાર્થ યોગ્ય અર્થમાં બ્રાહ્મણ કહેવાય.

धर्मशास्त्र—તેમા સ્મૃતિઓ પુરાણો અને ઉપપુરાણાદિક આવી જાય છે. તથા યોગશાસ્ત્ર, વૈષ્ણવ તંત્ર, શૈવતંત્ર આદિ પણ ધર્મશાસ્ત્રના અંતર્ભૂત છે.

**સ્મૃતિઓ**—મનુ સ્મૃતિ, યાજ્ઞવલ્કય સ્મૃતિ, વિષ્ણુ સ્મૃતિ, હરિતસ્મૃતિ, દક્ષસ્મૃતિ, ગૌતમસ્મૃતિ, અંગિરસ સ્મૃતિ, ઉશનસ સ્મૃતિ, બૃહસ્પતિ સ્મૃતિ, શાતાતપ સ્મૃતિ, પરાસર સ્મૃતિ, દેવલ સ્મૃતિ, આપસ્તંબ સ્મૃતિ, આશ્વલાયન સ્મૃતિ, અત્રિ સ્મૃતિ, શંખ સ્મૃતિ, વસિષ્ટ સ્મૃતિ, નારદ સ્મૃતિ, સંવર્ત્ત સ્મૃતિ યમ સ્મૃતિ, શુક્રસ્મૃતિ, વ્યાશ સ્મૃતિ, કાત્યાયન સ્મૃતિ, ઈત્યાદિ.

**પુરાણ**—એ અરાઢ છે.— બ્રહ્મ પુરાણ, વિષ્ણું પુરાણ, શિવ પુરાણ, ગરૂડ પુરાણ, લિંગ પુરાણ, નારદીય પુરાણ, ભગવત પુરાણ, અગ્નિ પુરાણ, સ્કંદ પુરાણ, ભવિષ્યોતર પુરાણ બ્રહ્મવૈવત પુરાણ, માર્કંડેય પુરાણ, વામન પુરાણ, વરાહ પુરાણ, મત્સ પુરાણ, કૂર્મ પુરાણ, બ્રહ્માંડ પુરાણ, નૃસિંહ પુરાણ,

**उप पुराण**—કાલીકા પુરાણ, ગણપતિ પુરાણ, તથા ભગવતિ પુરાણ આદિ એ પણ અરાઢ કેહેવાય છે. પરંતુ તેનો કંઈ નિયમ નથી.

**पौरुष शास्त्र**—એટલે રૂષિયોના સમય પછી થયેલા ગ્રંથો, તેને નિબંધ, વિદ્યા, વાદ, સિદ્ધાંત, અર્ક, દર્પણ, મયૂખ, રત્ન, રહસ્ય, રાજ, વિવેક, સંગ્રહ ઈત્યાદિ નામ અપાય છે.

ઉપર લખેલા **श्रौत, आर्ष,** અને **पौरुषशास्त्रो**થી આર્યજનોના શ્રેષ્ટ ગ્રંથો કયા કયા છે; તેનો સ્પષ્ટ બોધ થાય છે. સદ રહુ ગ્રંથોમાં શું બોધ કીધેલો છે તે જાણવું અવશ્યનું છે.

અને તે જાણે તોજ આર્ય બુદ્ધિનું શું રૂપ છે તે, એટલે ધર્મ, અર્થ, કામ તથા મોક્ષના સબંધમાં કેવી રચના છે તેનો યથાર્થ બોધ થાય. સદરહુ ગ્રંથોનો સારાંસ લખવો એ ઘણુંજ કઠણ છે, તેને જો કોઇ વીદ્વાન લખવા બેશતો ઘણો કાળ વહી જાય એ નીઃસંદેહ છે. પરંતુ કંઇક રૂડા ગ્રંથોનું અવલોકન કરેલું તેનો તથા સદ્ગ્રહસ્થોથી શ્રવણ કરેલું તેનો લાભ લઈ, સદરહુ ગ્રંથોમાં શું વિવેચન કીધેલું છે, તેનો અલ્પનો અલ્પ નીરજીવ આભાષ આપું છું. અને તેમાં પણ કંઇક દોષ હોય તો આર્યજનો કૃપાકરી મને માફી બક્ષવાને સાંકડું મન કરશે નહી એવી આશા છે.

श्रौत शास्त्र—

चारे वेदो—ના પૂર્વ ભાગમાં કર્મનો બોધ અને પ્રવૃતિ ધર્મ, ને ઉત્તર ભાગમાં જ્ઞાનને જ્ઞેય (નિર્ગૂણ) બ્રહ્મનું બોધન કરતાં નિવૃત્તિનો બોધ છે. એમાં કેટલાંક વચનોએ કરી જ્ઞેય (નિર્ગૂણ) બ્રહ્મનું અને કેટલાક વચનોએ કરી ધ્યેય ( સગુણ) બ્રહ્મનું બોધન કરેલું છે. એ ચારે વેદો મંત્ર અને બ્રાહ્મણ એ બે મળીને નીપજેલા છે. એટલે સહિંતાના મંત્રો અને બ્રાહ્મણ એ બેના મીશ્રણને વેદ કહેવામાં આવે છે.

आरण्य—એમાં જ્ઞેય એટલે નિર્ગૂણ બ્રહ્મનું પ્રતિપાદન, માયાનું ખંડન, અને કેવળ અદ્વૈત જ્ઞાન ભરેલું છે.

उपनिषदो—એમાં નિર્ગૂણ સગુણ રૂપે પરબ્રહ્મનું વર્ણન

તેમનો સ્તુતિ ભાગને મહાત્મ તથા ઉપાસનાથી થતી ફળ શ્રુતિને ઉપાસનાનો વિધી બતાવેલો છે.

सुत्र—એમાં સંહિતા તથા બ્રાહ્મણમાં કહેલા મંત્રોનો યથા યોગ્ય ઉપીયોગ કરવો અને તે ક્યાં કરવો અને કેમ કરવો, ને અમુક મંત્ર વડે અમુક કર્મ કરવું તથા વર્ણ પરત્વ કર્મનો વિધી, ને સંસ્કૃત ભાષા હોય એમ વાક્યોના જેવું ચેરટ તેને સુત્ર કહે છે.

आर्षशास्त्र तेमाना उपवेद—

आयुर्वेद—એના કર્તા બ્રહ્મા પ્રજાપતિ, અશ્વિની કુમાર, ધન્વંતરિ, ચરક, તથા વાગ્ભટ્ટાદિક છે. એમાં રોગોનું આદિ કારણ, ઔષધ બનાવવાના વિધી, ને આયુષ્યના કાળના નિયમો વર્ણવ્યાં છે. તથા વનસ્પતિયોના તથા ધાતુ ઉપધાતુના ઉપીયોગ, અને રત્નાદિઓનું સોધનતથા મારણાદિ ક્રિયાઓછે.

धनुर्वेद—એમાં અસ્ત્ર સસ્ત્ર આયુદ્ધનો વિચાર કહ્યો છે. આયુધો ચાર પ્રકારના છે. १ मुक्त, २ अमुक्त, ३ मुक्तामुक्त, ४ यंत्र मुक्त.

मुक्त—એટલે હાથથી ચક્ર વિગેરે જે અસ્ત્રો ફેંકવામાં આવે છે તે.

अमुक्त—એટલે તરવાર, કટારી, ખંજર વિગરે જે છુટા ફેંકીને મારવાના કામમાં આવતા નથી એવા.

मुक्तामुक्त—એટલે જે ફેંકીને તથા ઝાલી રાખીને પણ મારી શકાય એવા ભાલો, બરછી, વિગેરે.

यंत्र मुक्त—યંત્ર મારફતે મારી શકાય એવું ગોળી, તીર વિગેરે.

मुक्त—આયુધ એટલે જે ફેંકી શકાય એવા છે તેને અસ્ત્ર કહેવામાં આવે છે. અને अमुक्त એટલે જે આયુધો તરવાર વિગેરે જેવા છે તેને શસ્ત્ર કહેવામાં આવે છે. એ ચારે પ્રકારના આયુધોના બ્રહ્મા, વિષ્ણુ, પશુ પતિ, પ્રજાપતિ, અગ્નિ, વરૂણ આદિક દેવતાઓ ઠેરવેલા છે તથા તે દરેકના મંત્રો નિરમાણ કીધેલા છે. તે આયુધોનો મંત્ર વડે વિધી, મંત્ર સિદ્ધા, તથા આયુધના સબંધમાં દેવતા સિદ્ધીના પ્રકાર, તથા યુદ્ધ પ્રસંગે શુકન મંગળ સબંધી વિચાર, તથા આયુધો કેમ પકડવા, તથા યુદ્ધ પ્રસંગે કેવી રીતે વર્તવું, તથા આયુધોનું ધારેલા સ્થાન ઉપર વાગવું. વિગેરે યુદ્ધ પ્રસંગ સબંધી તથા અસ્ત્ર શસ્ત્ર સંબંધી બોધનું બોધન છે. ધનુર્વેદ ચારપાદ રૂપે માહાત્મા વિશ્વામિત્ર રૂષિએ બ્રહ્મા પ્રજાપતિ આદિકથી પ્રાપ્ત કરી પ્રસિદ્ધ કીધેલા છે.

**गांधर्ववेद**—એમાં ગાયનના ભેદો સ્વર, તાલ, મૂર્છના સહિત વર્ણવેલા છે. તથા વાજીંત્ર, નૃત્ય વિગેરેના ભેદો વિસ્તારથી વર્ણવ્યા છે. અને પ્રસિદ્ધીમાં લાવનાર ભરત છે.

**अर्थवेद**—એમાં ધન પ્રાપ્તીના ઉપાય સંબંધી વિચાર છે

એમાં નીતિ શાસ્ત્ર, અશ્વ શાસ્ત્ર, શિલ્પ શાસ્ત્ર, તથા સૂપકાર, (પાક) શાસ્ત્ર વિગેરેનો સમાસ થાયછે.

**नीतिशास्त्र**—ઘણાં છે. તથા ઘણા માહાત્માઓએ લખેલાં છે. તેમાં મૂખ્યત્વે કરીને આ સૃષ્ટિના વિકટ માર્ગમાં સુખ-શાંતિ કેમ જાળવવી, તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થને કેવી રીતે સંપાદન કરવા તેનો બોધ છે.

**सूपकारशास्त्र**—એમાં [1]પાક કેવી રીતે કરવો, તથા તેના સાહિત્ય કેવાં જોઇએ વિગેરે વર્ણન છે.

**अश्वशास्त्र**--એમાં ઘોડાની પરિક્ષા, તેને સુધારવાનો તથા ઉછેરવાનો વિધી. વિગેરે વર્ણન છે.

**शिल्पशास्त्र**—એમાં રહેવાના સ્થાનોનું રચન, પુર ગ્રામ [2]અટ્ટાલીકાઓનું નિર્માણ, કિલ્લાઓનું રચન કેમ કરવું તે તથા તેના સંબંધમાં બીજા ઉપયોગમાં આવે તેવા સાધનો તથા શુભ વેળામાં તેમનો આરંભ તથા જમીનની માપણીઓ તથા મંત્રોના વિધી છે.

**અર્થવેદ** એમાં શીલ્પ આદિક જેવા ઘણા વિષયો સમાય છે. એમાં મુખ્યત્વે કરી સૃષ્ટિના સુખને અનુકુળ કરનાર ઉદય માર્ગના ઉપયોગનું બોધન છે.

**शिक्षा**—એમાં વર્ણોચ્ચાર કેવી રીતે કરવા એટલે [3]उदात्त,

---

1 રાંધવું. 2. હવેલી. 3. સ્વરનો એક ભેદછે.

[4]અનુદાત્ત, તથા [5]સ્વરિત. એ સ્વરોના અક્ષરોનું ઉચ્ચારણ કયે કયે સ્થાનેથી કરવું; તેના સ્થાન આદિની વિવેચના છે. એટલે વર્ણોચ્ચાર સંબંધી વ્યવસ્થાના નિયમોનો રૂડો બોધ બતાવેલો છે એને વેદના અંગમાં ઘ્રાણ એટલે નાસિકા કલ્પી છે. એના કર્ત્તા પાણિનિ છે.

कल्पो-એમાં મંત્રવડે કર્મ કરવા, તથા ઉપાસના ને કર્મ કેવી રીતે કરવાં તે સબંધી સૂત્રરૂપે વિવેચન કીધેલું છે. એને વેદના અંગમાં હસ્થ એટલે હાથ કલપ્યા છે. એના કર્ત્તા કાત્યાયન તથા આશ્વલાયનાદિ મુની છે.

व्याकरण—એમાં સંસ્કૃત ભાષાના અર્થનું જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત કરવું; તેના વિચારો તથા નિયમો વર્ણવ્યા છે, એટલે વ્યાકરણ એ ભાષાનું જ્ઞાન કરાવનાર મુખ્ય સાધન છે એને વેદના અંગમાં મુખ કલ્પ્યું છે.

निरुक्त—એમાં વેદોના મંત્રોમાં અર્થ સંબંધી જે સંદેહ હોય, તેના ખુલાસા સાથે સ્પષ્ટ વિવેચન છે. નિરૂક્તને વેદાંગમાં કર્ણ કલ્પ્યું છે. એને યાસ્ક નામે મુનીએ ત્રીશ અધ્યાય રૂપે વર્ણવ્યું છે.

छंद—એમા ગાયત્રી આદિક છંદ, તથા મંત્ર શ્લોકવૃત આદિની રચના કેવી રીતે કરવી તેના માપ આદિની સમજનું

---

૪. એક જાતનો સ્વર છે. ૫. એક સ્વર છે.

વર્ણન કર્યું છે. એના કર્ત્તા પીંગળ મુની છે. વેદાંગમાં એને પગ કહ્યાં છે.

**જ્યોતિષ**—એમાં ગ્રહનું ફરવું, તેમના સ્વરૂપ, અને ગણિતશાસ્ત્ર તથા ખગોળ સંબંધી તથા ભૂગોળ સંબંધી બાજી ઘણી બાબતો છે. વેદાંગમાં જ્યોતિષને નેત્ર ગણ્યું છે. એના કર્ત્તા આદિત્ય, ગર્ગ, તથા ભાસ્કરાચાર્ય વિગેરે છે.

**ઉપાંગ—**

**સાંખ્યશાસ્ત્ર**—એમાં દેહ તથા આત્માના ગુણોનું અલૌકીક બયાન છે. એના પ્રથમ અધ્યાયમાં વિષય નિરૂપણ કર્યો છે, બીજા અધ્યાયમાં મહત્તત્વ અહંકારાદિક પ્રધાનનાં કાર્ય કહ્યાં છે. ત્રીજા અધ્યાયમાં વિષયથી વૈરાગ્યનો બોધ વર્ણવ્યો છે. ચોથા અધ્યાયમાં વિરક્તોની [1]આખ્યાયિકા કહીછે. પાંચમા અધ્યાયમાં પર પક્ષનું ખંડન કર્યું છે. છઠ્ઠા અધ્યાયમાં બધા અર્થનો સારાંશ એકત્ર કરી સંક્ષેપથી કહ્યો છે. પ્રકૃતિ પુરૂષના વિવેકથી પુરૂષનું અસંગજ્ઞાન એ સાંખ્યશાસ્ત્રનું પ્રયોજન છે. એટલે આત્મા દેહના અધ્યાસથી પોતાનું સ્વરૂપ હું દેહ છું આત્મા નથી એવું જે અજ્ઞાન માની લેછે, તેને ઉદાહરણ સિદ્ધાન્તદ્વારા તથા સાધનદ્વારા, નિવૃત્તિ પમાડવાના સાધનોથી થતા મોક્ષનું બયાન એમાં વર્ણવ્યું છે. એના કર્ત્તા કપીલમુની છે.

**પતાંજળશાસ્ત્ર**—એટલે યોગશાસ્ત્ર એમાં અંતઃકરણની શુ—

---

૧ આખ્યાણ યા વાત.

ધિદ્વારા, સમાધિ આદિથી મોક્ષફળને પ્રાપ્ત કરવાના સાધનનું વર્ણન વર્ણવેલું છે. પાતાંજળ શાસ્ત્રના ચાર પાદ છે.

૧ सिद्धपाद २ क्रियापाद ३ विभूतिपाद ४ फळपाद.

૧ सिद्धपाद—માં ચિત્તવૃતિના નિરોધરૂપ સમાધિ અને તેનાં સાધન અભ્યાસ વૈરાગ્યાદિ કહ્યાંછે.

२ क्रियापाद—માં સમાધિનાં આઠ અંગ સાધન સારૂ કહ્યાંછે [૧]યમ; [૨]નિયમ, [૩]આસન, [૪]પ્રાણાયામ, [૫]પ્રત્યાહાર, [૬]ધારણા, [૭]ધ્યાન, [૮]સમાધિ એ આઠ.

---

૧ અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય ઈત્યાદિ દશ પ્રકારના યમ છે. ૨ તપ, સંતોષ, સ્વાધ્યાય, પવિત્ર રહેવું ઈત્યાદિ ૧૦ પ્રકારના છે. ૩ પદ્મમાસન સિંહાસન વિગેરે ચોરાસી છે. ૪ સ્વાસોશ્વાસને બંધ કરવો તેનું નામ પ્રાણાયામ. ૫ વિષયોમાંથી ચિત્તનો અનિયોગ કરવો તેને પ્રત્યાહાર કહેછે. ૬ હ્રદયાદિ સ્થાનમાં ચિત્તનો સંબંધ કરવો તેને ધારણા કહેછે. પૃથ્વી, જળ, તેજ; વાયુ, તથા આકાશ તત્વ એ પાંચ તત્વની. ૭ હૃદયાદિ સ્થાન મા યલા ધ્યાન કરવાવાળા પદાર્થમાં ચિત્તની એક તાનતા કરવી તેનું નામ ધ્યાન છે, એ ચાર પ્રકારનાં છે. પદસ્થ, પિંડસ્થ, રૂપસ્થ, તથા રૂપાતીત ધ્યાન. ૮. ધ્યેય, ધ્યાતા ભાવ દુર કરીને ધ્યાન કરવાવાળાની સાથે અભિન્નભાવથી રહેવું તેનું નામ સમાધિ છે. એના કર્તા પાતાંજળી નામે રૂષીછે. એમાં ઈશ્વરનો અંગીકાર કરી મોક્ષ પ્રતિપાદન કર્યોછે.

૩ विभूतिपाद—મા યોગિની વિભૂતિ કહીછે.

૪ फळपाद—માં યોગથી મોક્ષનું ફળ પ્રાપ્ત થાયછે એમ કહ્યું છે. એના કર્તા પાતાંજળ નામે રૂષીછે. એમાં ઈશ્વરનો અંગીકાર કરી મોક્ષ પ્રતિપાદન કર્યો છે.

न्यायशास्त्र—એટલે તર્કવિદ્યા એમાં પદાર્થોનું ખરૂં જ્ઞાન ને તેમનો ખરો ન્યાય છે. જેમકે જ્યાં ધુમાડો ત્યાં અગ્નિ છે. એવી પ્રતીવાદીની જે શંકા, તેનું શાસ્ત્રોક્ત વચને જે કે તપાવેલો લોઢાનો ગોળો તેમાં ધુમાડો હોતો નથી; કેવળ તેમાં અગ્નિજ છે. ઈત્યાદિ જે સમાધાનો તપદ્વારા અજ્ઞાનનિ નિવૃતિને જ્ઞાનની પ્રાપ્તિદાયક છે. એમાં યુક્તિ પ્રધાન છે. એ શાસ્ત્ર માહાત્મા ગોતમ રૂષીએ પંચધ્યાયરૂપે વર્ણવ્યુંછે.

वैशेषिक—એમાં ન્યાયશાસ્ત્ર કરતાં સારી યુક્તિથી રચના લીધેલીછે. એનું મત અનુમાનને આધિનછે. અનુમાન વ્યાપ્તિ જ્ઞાનને આધિન છે. અને વ્યાપ્તિજ્ઞાન પદાર્થને વિવેક આધિન છે. એના પેહેલા અધ્યાયમાં જગત નિરૂપણ કીધુંછે. બીજા અધ્યાયમાં દ્રવ્ય* નિરૂપણ કીધાંછે. ત્રીજા અધ્યાયમાં આત્મા અને અંતઃકર્ણનું લક્ષણ કહ્યુંછે. ચોથા અધ્યાયમાં શરીરને તેને ઉપીયોગી વિવેચન કરયુંછે. પાંચમા અધ્યાયમાં કર્મ પ્રતિપાદન કરયુંછે. છઠા અધ્યાયમાં શ્રૌતધર્મ નિરૂપણ કર્યો છે. સાતમા અધ્યાયમાં ગુણસમવાયનું પ્રતિપાદન કરયુંછે. આઠમા અધ્યાય

* દ્રવ્ય એ નવ છે. પૃથ્વી, તેજ, આકાશ, કાળ, દીશા, આત્મા, મન, જળ, તથા વાયુ.

માં નિર્વિકલ્પક અને સવીકલ્પક પ્રતક્ષ પ્રમાણનું પ્રતિપાદન કર્યું છે. નવમા અધ્યાયમાં બુધ્ધિ વિશેનું પ્રતિપાદન કર્યું છે દશમાં અધ્યાયમાં અનુમાનના ભેદનું પ્રતિપાદન કર્યું છે. એ પ્રમાણે પદાર્થોના તત્વજ્ઞાને કરીને, એકવીશ પ્રકારના દુઃખના નાશે કરીને મોક્ષ પ્રાપ્ત થાય, એવો પરમ પુરૂષાર્થ સિદ્ધ કીધેલો છે. વૈશેષિક સૂત્રના કર્તા કણાદ્ મુની છે.

मिमांसाशास्त्र—એના બે ભાગ છે. પૂર્વ મીમાંસા તથા ઉત્તર મીમાંસા.

पूर्वमीमांसा—એમાં વર્ણાશ્રમોને અધિકાર પરત્વે બોધ કરતા કર્મનો ઉપદેશ છે. કર્મ અનુષ્ઠાનની રીતિ એમાં પ્રતિપાદન કરીછે. પ્રવૃત્તિ ધર્મના કર્મ એમાં મુખ્ય છે. કર્મમાં પ્રવૃતિથી અંતકર્ણ શુધ્ધિ; તેથી જ્ઞાન અને જ્ઞાનથી મોક્ષફળ એમાં વર્ણવ્યું છે. એને ધર્મમીમાંસા પણ કહેછે. એના બાર અધ્યાય છે. એના કર્ત્તા જૈમિની નામે રૂષી છે.

उत्तरमीमांसा—એમાં જ્ઞાનમય વેદાન્તનું વર્ણન ને કર્મની નિવૃતિ છે. ઉપાસનાના સાધનનો વિચાર, જ્ઞાન ઉપાસનાનું ફળ ઇત્યાદિ વર્ણવેલું છે. એને બ્રહ્મમીમાંસા પણ કહેછે. એ ગ્રંથ વ્યાસ નારાયણે વેદાર્થને સૂત્રરૂપે વેદાર્થના જ્ઞાનને સારૂં ચાર અધ્યાય રૂપે રચેલો છે. મીમાંસા ઉપર જે ભાષ્ય રચે તેને આચાર્ય કહેવામાં આવેછે. મીમાંસા એટલે વેદાર્થ વિચાર.

धर्म शास्त्रो—

स्मृतिओ-એ ધર્મ શાસ્ત્ર કહેવાય છે. એમાં વર્ણાશ્રમના કાયિક, વાચિક, તથા માનસિક ધર્મો ઇહિલોકીક તથા પારલૌકીક બંને લોકને સુધારે એવા દીર્ઘ વિચારે લખાયલાછે.

पुराणो—અરાઢ પુરાણના કર્ત્તા માહાત્મા વ્યાસ મુનીછે. એમાં દેવોના આરાધન, ભક્તિ, જપ, તપ, દાન, નીતિ, રીતી, વિવેક, વૈરાગ્ય આદી શ્રેષ્ટબોધ વેદને અનુસારે બોધ્યો છે. અરાઢે પુરાણોમાં ભિન્ન ભિન્ન દેવની સ્તુતિ છે. અને તેને અનુસારે જે દેવ વિશે બ્રહ્મનું નિરૂપણ કરી, જે પુરાણમાં વ્યાખ્યાન કીધું હોય છે. તે દેવનું આરાધન તથા ઉપાસનાની ફળ સિધ્ધી આદી તેમાં જણાવેલા હોય છે. અને તે દેવને તેમાં સર્વથી શ્રેષ્ટ ભાવનાથી માન્ય કરી માનેલા હોય છે. જેમકે વિષ્ણુ પુરાણમાં વિષ્ણુ, શિવ પુરાણ, સ્કંદ પુરાણાદિમાં શિવ મહેશાદિને શ્રેષ્ટ માન્યા છે. એ રીતે સર્વ પુરાણોમાં જુદા જુદા ભેદ દેખાય છે. પરંતુ દીર્ઘ વિચાર કરતાં તે સઘળો કાર્યા કારણની સંજ્ઞા રૂપ સં. નો ભેદ છે. પરંતુ જે ગ્રહણ કરવા લાયક શ્રેષ્ટ બોધ છે, તેના મુળતત્વોમાં કાંઇ ભેદનથી. તેમ જે તજવા લાયક કુડા માર્ગ છે તેમાં પણ ભેદ નથી. અર્થાત એ સર્વ પુરાણોમા કારણ બ્રહ્મની ઉપાસનાના બોધનું બોધન છે. તથા વેદને અનુસાર ધર્મ, અર્થ, કામ, અને મોક્ષને બોધ્યોછે.

ઉપ પુરાણો—એના કર્તા પારાસર આદી ઘણા શ્રેષ્ટ મુનીઓ છે. એમાં પણ પુરાણોની પઠીમ દેવની સ્તુતિ, જપ, તપ, દાન, વિવેક, નીતિ, ભક્તિ, તથા વૈરાગ્ય આદિનો વિષય; તથા પુરાણો અને વેદને આધારે વર્ણાશ્રમ ધર્મનો બોધ કરેલો છે.

પૌરુષ ગ્રંથો—

નિબંધ—એટલે અજ્ઞાનની નિવૃત્તિ કરી જ્ઞાનની પ્રાપ્તિ દ્વારા બુદ્ધિ વધારનાર વાણી જેમાં ભરેલી છે; એટલે અમુક વિષય પકડી તે ઉપર સમાપ્તિ પર્યંત યથાસ્થિત ખરા જ્ઞાનનો બોધ જેમાં વર્ણવ્યો છે તે. એવા ઘણા આર્ય ગ્રંથો છે.

વાદ—એ ગ્રંથોમાં પરસ્પર શાસ્ત્ર સબંધી તથા લૌકીક સબંધી વિષય ઉપર સંવાદ રૂપે વર્ણન કરી, શંકાનું ખંડન કરી શંકા રહીત બોધ વર્ણવ્યો હોય છે. એવા ઘણા ગ્રંથો ઘણા ઘણા પ્રસંગ ઉપર છે.

સિદ્ધાંત—એમાં ઉદાહરણ આપી શંકાનું નિવારણ અને ઉપાચાર્યોએ વર્ણવેલું શ્લોક દ્વારા વેદાર્થનું વર્ણન છે, તેને સિધ્ધાંત કહેવામાં આવે છે. એમાં દ્રષ્ટાંત આપી શંકા રહિત સિધ્ધ કીધેલા સિધ્ધાંતોનું વર્ણન હોય છે.

અર્ક—એમાં સર્વ વ્રતાદિ કેવી રીતે કરવાં તેની, તથા વ્રતાદ કરતી વખતે કેવી વ્યવસ્થા જોઇએ. તે સબંધી વ્યાખ્યાન છે.

દર્પણ—એમાં કર્મનો વિચાર તેમાં આટલુંજ કરવું. બાકીનું

ન કરવું. ઇત્યાદિ સ્પષ્ટી કરણ કરેલું છે. અને તેમ ન કરેતો આટલું કરેથી શુદ્ધિ. ઇત્યાદી શ્લોક રૂપે વર્ણન છે.

मयूख—એમાં ઉપાચાર્યોએ સિધ્ધાંતપણા વડે કર્મ, ન્યાય તથા વ્યહવારાદિ કેવી રીતી ક્તીથી કરવાં તે સંબંધી વર્ણન ર્ણવેલા છે. જેમાં કોઇથી ખોટું કહી શકાય નહી એવી રચના યુક્ત ગ્રંથો છે.

रत्न—સર્વ ગ્રંથોમાં રત્ન રૂપે રહેલાં આર્ય બુદ્ધિનો બોધ કરનારા ગ્રંથો; જેમાં કાંઇ પણ મેલવણી નહી એવા પ્રકાશક સ્પષ્ટ ગ્રંથો છે.

रहस्य—એ ગ્રંથોમાં ખરા તત્વનું વર્ણન છે. અને તે એવા સ્પષ્ટ છે, કે કોઇપણ વાતનો સંદેહ રહે નહી એવા સ્પષ્ટીકરણ કરનાર ગ્રંથો છે.

राज—રાજ્ય સંબંધી એટલે રાજ્ય વ્યવસ્થા કેવી રીતે કરવી, તથા રાજ્યવ્યવહારની પધ્ધતિ શત્રુ, મિત્ર, તથા પ્રજાના સંબંધમાં કેવી રીતે રાખવી. તથા રાજ્યરંગ કેવી રીતે જયરંગ માં લાવી ઉદયરંગમાં ઓપાવવો, તે સંબંધી રૂડો બોધ છે. એ વા ગ્રંથો ઘણા છે. જેવા કે આન્વિક્ષિકી, ત્રયીવાર્તા, દંડની તિ, શાસ્વતી ઇત્યાદી.

विवेक—એમાં પોતપોતના યથાયોગ્ય અધિકાર પરત્વે કા-ર્યાકાર્ય વિચાર છે એવા ઘણા ગ્રંથો છે.

संग्रह—સર્વનો સંગ્રહ જેમાં સર્વ વાતોના ખુલાસા મળેછે.

ઉપર કહેલી સંજ્ઞા સિવાયના પણ આર્ષગ્રંથો ઘણા છે. જેનો શોધ કરવાને ઘણો શ્રમ હોય તોપણ ફતેહ પામવું કઠણ થઈ પડે એ નિઃસંદેહ છે. કેટલાક પંડીતોએ પોતાના નામ ઉપરથી ગ્રંથોનાં નામો પાડેલાં જેવાં કે— **संस्कारभास्कर, शुद्रकमलाकर, विश्वनाथी** ઇત્યાદિ ઇત્યાદિ. તંત્રોમાં તાંત્રિકને પરિશિષ્ટોમાંને કારીકાઓમાં શ્લોકરૂપે કર્માદિનું વર્ણ છે. કેટલાકો શાસ્ત્રના બે માર્ગ ગણેછે. **दक्षिण मार्ग** અને **उत्तर मार्ग.** એને વામ માર્ગ પણ કહેછે. દક્ષિણ માર્ગમાં ઉપર જણાવેલા શ્રોત, આર્ષ, અને પોરૂષ શાસ્ત્રોનો સમાસ કરવામાં આવેછે. અને વામમાર્ગી લોકો શાસ્ત્રના બે વિભાગ કરેછે **निगम** અને **आगम**. નિગમ એટલે વેદ અને આગમ એટલે તંત્ર, એ ઉભયને સમાન ગણી વૈદિકી શ્રુતિ અને તાંત્રિકી શ્રુતિ એ પ્રમાણે વામમાર્ગી ગ્રંથોનાં નામ અપાયલાંછે. સદરહુ વામમાર્ગની રીતિ ઘણી અધર્મ અને ભ્રષ્ટ છે. કેમકે તેઓ [1]ચાંડાળી જાતની [2]રજસ્વલા સ્ત્રીને દેવી પ્રમાણે માની વિચિત્ર રીતે પુજા કરેછે. તેણીએ પીધેલી [3]મદીરાને પીએ છે. તથા મધુપાન કરવાથી ઉલટી થાય છે તો તેને પૃથ્વી ઉપર પડવા ન દેતાં, તે ઉલટી કરેલી મદીરાને તેના આચાર્ય સહીત બીજા બધા ખાઇ જાયછે. આવી વિચિત્ર તરેહની કંટાળો આપે એવી તથા ઇહિલોકીક અને પારલોકીક રૂડા સાધનથી ભ્રષ્ટ કરે એવી, તથા વેદ વરૂધ્ધ વિચિત્ર

---

૧ ઘેડી. ૨ અડકાએલી. ૩ દારૂ.

ક્રિયાઓ એમાં છે. એ વિષે વિશેષ લખવું વ્યર્થ છે. નાસ્તિક મતો છ પ્રકારનાં છે. १ माध्यमिक २ योगाचार ३ वैभाषिक ४ चार्वाक ५ सौत्रान्तिक ६ दिगंबर એ દરેક મતો વેદની વિરૂધ્ધ જુદી જુદી પ્રકારના ભેદ ધરાવેછે. એ મતોના ગ્રંથો સંસ્કૃતમાં પ્રસિધ્ધ છે. પરંતુ તે વિષે વિશેષ વિવેચન કરવું અયોગ્ય છે. કેમકે વેદ વિરૂધ્ધ છે. માટે સદરહુ વામમાર્ગ તથા નાસ્તિક મતોનું વિશેષ વિવેચન ન કરતાં મારો નમ્રમત એટલોજ છે કે ઉપર કહેલા સર્વ લેખોમાંથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે પુરૂષાર્થને અનુકુળ કરનાર રૂડા બોધક સાત્વિક વૃત્તિના વિચારો હોય તેને ગ્રહણ કરી, આદિ વેદધર્મથી પ્રતિપાદન થએલા વર્ણાશ્રમ ધર્મના રૂડાં કર્મબંધનથી વર્તવું એ યોગ્ય છે.

પ્રથમ તો કર્મ ઉપાસનાનીજ જરૂર છે. કર્મ સિવાય મર્મ સમજાવો અશકય છે. જેમ મેડી ચડવાને નિસરણીની જરૂરછે તેમ આત્મજ્ઞાનરૂપી મેડી ઉપર ચઢવાને ધર્મયુકત કર્મ કરવાની સંપૂર્ણ જરૂર છે. વળી સેંકડો વર્ષો થયાં મહાન આર્યોથી સ્થપાયલી મૂર્તિપુજાને, સાંપ્રતકાળમાં કહાડી નાખવાને કંઈક દિર્ઘ વિચાર રહીત બોલાય છે; તે બેસમજનું છે. અને તે બોલનારાઓજ જો પુખ્ત વિચારે મૂર્તિપુજા સબંધી વ્યવસ્થા આદિકાળના આચાર્યોએ કેવા રૂપમાં બાંધી છે, તથા શા હેતુથી બાંધી છે, તે સબંધી સત્યાર્થ વિચારે સમજે તો, તેઓના વિચાર મૂર્તિપુજાથી વિરૂધ્ધ ન ઉતરે એ નીઃસંશય છે.

આ વિશાળ બ્રહ્માંડમાં કેટલાક પદાર્થો એવા વિચિત્ર છે

કે તેઓની મુળ સ્થિતિ આપણા ચક્ષુથી કળી શકાતી નથી, તથા તેઓમાં સમાસ થયેલા કેટલાક વિચિત્ર ગુણો કળી શકાતા નથી. પરંતુ તેના ખરા સ્વરૂપથી તદન જુદાજ સ્વરૂપમાં દેખા યછે. ઉદાહરણ તરીકે—ચંદ્ર તથા સૂર્ય જે પ્રત્યક્ષ નાના નાના ગોળ પદાર્થો દૃષ્ટિને સ્પષ્ટ દેખાય છે. પરંતુ વાસ્તવિક રીતે તપાસતાં, તથા દુર્બિન આદિ સાધનોથી અવલોકન કરતાં તે ઘણાજ વિસ્તીર્ણ પદાર્થો છે; એમ સાબીત થાયછે. તેમજ વળી શ્રષ્ટિના કેટલાક પદાર્થો કે જે મનુષ્યકૃતિથી બનેલા હોય છે તે પણ કેટલેક પ્રસંગે તેના ખરા સ્વરૂપમાં ન દેખાતાં કેવળ જુદીજ રીતે આંખને ભોળવે છે. પરંતુ પુખ્ત વિચારે અવલંબન કરી તપાસેથી તેનું સત્ય સ્વરૂપ જણાયછે. અર્થાત—દરેક પદાર્થ તરફ ખરી મહેનતે અવલોકન કરી પુખ્ત વિચારે વિચારાય તોજ ખરા સ્વરૂપનું ભાન થાય છે—તેમ મૂર્તિપુજા તરફ પુખ્ત વિચારે વિચારવાની જરૂર છે.

એ તો સિદ્ધ છે, કે આદિકાળના આર્યો સૃષ્ટિમાં સર્વથી સુધારામાં શ્રેષ્ટ ગણતા હતા અને તેઓએજ મૂર્તિપુજાનું સ્થાપન કીધું છે. તથા હજારો વર્ષ થયાં તેમનાથી ઉતરતો આવેલો એ સંપ્રદાય હાલમાં પણ માન્ય છે. મહાત્મા શંકરાચાર્ય જેવા વેદાંતી મતને પૂર્ણ માન આપનાર આચાર્ય પણ મૂર્તિપુજાને ઉત્તેજન આપ્યુ છે. આથી મૂર્તિપુજા એમાં કાંઇ મહત ગુણનો સમાસ રહેલોછે એમ સાબિત થાયછે.

એક તારયંત્રને ઉપર ચોઠીયા જોનાર મનુષ્યને ફકત તાર યંત્રમાં રહેલી સોય હાલેછે એટલુંજ માલમ પડેછે. પરંતુ તેનો અભ્યાસી એટલે કે તાર સબંધી કામ જાણનાર માણસ તે સાંકેતનો અર્થ કરી આપણો તેમાં શો સમાચાર આવ્યોછે તે જણાવેછે. વળી દીવશે તારા છે છતાં આપણે જોઈ શકતા નથી. પરંતુ નળીકા યંત્રથી જોવાથી તારાઓ દીવસે સ્પષ્ટ દેખાયછે, મતલબ કે જેમ તારાઓ નળીકા યંત્રથી દીવસે દેખાયછે તથા તારમાસ્તરથી તારના સંકેતની સમજ પડેછે. તેમજ મૂર્તિમાં સમાયલા મહતત્વની ખબર તેની શ્રદ્ધા પુર્વક ઉપાસના કરનારનેજ માલમ પડેછે. એટલે કે—નળીકાયંત્ર જેમ તારાનું ભાન કરાવનાર સાધનછે તેમ શ્રદ્ધા પુર્વક ઉપાસના એ મૂર્તિના મહતત્વનું ભાન આપનાર મુખ્ય સાધનછે. જો કે મૂર્તિપુજા એ નવ[1] પ્રકારની કનિષ્ટ ભકિતમાં સમાસ લેછે. પરંતુ તે કાઢી નાખવા લાયક કે અનિષ્ટ કરતા નથી. માટે એ સબંધી આદિ કાળથી ચાલતી આવેલી વ્યવસ્થામાં સ્વરૂપોયુકત દીર્ઘ વિચાર રહીત ડંફાન કરવાને યત્ન ન કરતાં, સાંપ્રત પ્રસંગમાં ઉપયોગી થઇ પડે એવા વિષયમાં મન રોકવું એ યોગ્યછે.

વળી ધારો કે પરમાત્માની અલૌકીક શકિત વિશે ભાષણ આપ્યું હોય, અને સારીપેઠે શ્રમ કરી શ્રોતાઓના અંતઃકર્ણમાં

---

૧ શ્રવણ, કિર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસત્વ, સખ્યત્વ, આત્મ નિવેદન ઇયા સમરપન એ નવ.

બોધ ઠસાવ્યો હોય, તોપણ કેટલેક કાળે તે બોધ શ્રોતાઓના અંતઃકર્ણમાંથી વિસ્મર્ણ થાય એ નીઃસંસય છે. તેમજ પુસ્તકાદિમાં લખેલા લેખ પણ જેટલું ચિત્ર તથા ધાતુ આદિની બનાવેલી પ્રતિમા ઐશ્વર્ય સંબંધી જ્ઞાનનું ભાન કરાવેછે, તેટલું જ્ઞાન આપી શકતો નથી. અર્થાત—અજ્ઞાનમાં અજ્ઞાન ગામડીઆને પણ પ્રતિમા ઉપરથી ઇશ્વર સબંધી જ્ઞાન સહેલાઇથી થઇ શકેછે. તથા દીર્ઘકાળ સુધી ભાષણો તથા લેખો કરતાં પ્રતિમાથી ઇશ્વર સબંધી જ્ઞાન સતેજ યુકત ટકી રહે એવું પણ છે. અને તેથી જ જ્ઞાની આર્યોએ પરોપકાર અર્થે ઇશ્વર સબંધી જ્ઞાન ત્વરાથી થાય, તથા દીર્ઘકાળ સુધી ટકી રહે એ હેતુથીજ આ રૂડો માર્ગ બાંધેલો છે. અને એ રૂડી યોજનાથીજ હજારો વર્ષ થયાં વિદેશીઓના હાથમાં રાજ્ય છતાં, આર્ય ધર્મ અદ્યાપિ પર્યંત રૂડી વ્યવસ્થા ઉપર રહ્યો છે. એવી રૂડી યોજના તરફ ધક્કાર બતાવવો એ અયોગ્યછે. માટે માહાત્મા આર્યોએ બાંધેલા બોધ મુજબ પરમાત્માના સ્વરૂપ જ્ઞાનની ટોચ ઉપર પોહોચ્યા પેહેલા નવધા ભક્તિને તાબે રહી ધર્મયુક્ત કર્મ કરવાની જરૂર છે. ભગવત ગીતામાં લખેલું છે કે-

श्लोक.

॥ यः शास्त्रविधि मुत्सृज्य वर्तते काम कारत :

॥ नच सिद्धि मवाप्नोति न सुखं न परांगतिम् ॥

અર્થ—જે શાસ્ત્ર વીધિને છોડીને પોતાને ગમેતેમ સ્વચ્છંદ વૃત્તિએ ચાલેછે, તે સિદ્ધિ સુખને પરગતિને પામતો નથી.

આર્યો—આપણો વેદોકત ધર્મ છે. તેના બોધને પાળવો એજ રૂડો ધર્મ છે. આપણા આર્યજન મંડળના ધર્મની વ્યવસ્થા અવર ધર્મિઓ કરતાં શ્રેષ્ટ છે. કેમકે અવર ધર્મિ પ્રજાઓના ધર્મ પુસ્તકોમાં વ્યવહારને માટે ઉપયોગી એવા સઘળા વિચારો લખેલા નથી. પરંતુ આર્યો આપણા ધર્મ શાસ્ત્રોમાં ઇશ્વર કૃપાથી, સર્વ વિષયોનું ઇહલૌકીક વ્યવહાર સબંધી જ્ઞાન, તથા પારલૌકીક સબંધી કલ્યાણકારી સાર અસાર પવિત્ર વિચાર સંપુર્ણ જણાવેલા છે અને તેથી ધર્મ સબંધી જ્ઞાન મેળવવાની આર્ય પ્રજા તારે સંપૂર્ણ અગત્યછે. અને શ્રદ્ધાલું થઈ વેદનું ખરૂં તત્વ જાણવાને યત્ન કરવું યોગ્યછે. वेदः परम दैवतं વેદ એ સર્વથી શ્રેષ્ટ છે. એ વિષે મહાન રૂષિઓએ ઘણું લખેલું છે. તથા સાંપ્રતકાળના અન્ય દેશીઓએ પણ એને માટે ઘણું લખેલુ છે. તે બધાનો સમાવેસ કરતાં આ લઘુ અંક વિષેશ વિસ્તિર્ણ થાય એવુંછે. માટે તે વિશે વિષેશ લખી લંબાણ કરતો નથી. કરનલ એચ. એસ. આલકોટ વેદની મહતાને માટે નીચે પ્રમાણે તેના ભાષણમાં લખેછે.

"I recognize the Vedas as the earliest of extant religious writings, the repository of the highest thought of archaic man, the spring

source of all subsequent philosophies; and I believe that if modern India could be brought to study and understand the true meaning of the Vedas, they would find in them so much that is noble, so much to satisfy the strongest spiritual yearnings of the national Indian heart, that no one young man, whether college—bred or not, would be tempted either to lapse into infidepty or fly off at a tangent into Christianity."

"આમાં કહ્યા પ્રમાણે વેદ પ્રાચીન અને મહાન્ ધર્મ ગ્રંથ છે. ઉમદા અને ગંભીર વિચારો એમાં લખાયલા છે. બીજા બધા તત્વજ્ઞાનનો તે માબાપ છે. જો કદાપી આધુનિક ભરતખંડ વાસિઓ વેદનો અભ્યાસ કરે, અને તેનો ખરો અર્થ સમજે તો તેમાં તેમને એટલું બધું ભવ્ય અને આત્મજ્ઞાન સંબંધી ઉત્કંઠાઓને તૃપ્ત કરવા જેટલું મળી આવે કે, કોઈ પાઠશાળામાં કેળવાએલો કે પછી ઘેર ભણેલો વિદ્વાન નાસ્તિકતા ભરેલા વિચાર નહિ કરે તે નાસ્તિક થવાને નહિ લલચાય અથવા અન્ય ધર્મો તરફ નજર નહિ કરે."

વેદની મહાન મહત્તાએ અવર દેશીજનોના અંતઃકર્ણ ઉપર તેની મહત્તાની પ્રકાશીત છાપ મારી છે. તે વેદનો પક્ષ-

સ્રી મહાયશ છે, પરંતુ સાંપ્રતકાળના કેટલાક સ્વછંદીજનો પોતાને સુધરેલા સમજી સ્વરછંદ પણે દિર્ધદ્રષ્ટિએ ન જોતાં અપક્વ વિચારે વર્તે છે; તે સંપુર્ણ ખેદકારક છે. જો તેઓ ક્ષણ માત્ર દિર્ધ દ્રષ્ટિથી તપાસે તો તરતજ માલમ પડે કે, આર્ય મંડળના નિયમો સંપૂર્ણ પુખ્ત વિચારે રચાયલા છે. અને તેની ખરી ખુબી તો વેદને જાણવા વાળાજ જાણી શકે છે. વેદને જાણ્યા શિવાય તે સંબંધી અલ્પ બુધ્ધિથી અશ્રધ્ધ થવું એ તો અત્યંત દુઃખદ માર્ગ છે, અને આર્ય વિર્યને સંપૂર્ણ ખામી પોહોચાડનારૂં છે. એટલુંજ નહી પરંતુ અશ્રદ્ધાનો વા આર્ય પ્રજાને વાયતો આર્ય લોકોને ઉન્નતિમાં ઝળકવાનું ખરેખર અંધારામાંજ પડે, અને ધર્મ, અર્થ, કામ તથા સુખ સત્તાના આહલૌકીક ઉજળા કાર્યમાં પ્રકાશીત પ્રસાદ પામવો દુર્લભ થાય; તથા પારલૌકીક કલ્યાણ સારૂ તથા આ લોકના સર્વેના રૂડાને સારૂ કંઈ પણ થઇ શકે નહી. કેમકે સ્વધર્મ ઉપર આસ્થા, જિતેંદ્રિયપણું, શમદમ, શાંતિ સંતોષ, મહાત્મતા, ઔદાર્યતા, શૌર્ય, ક્ષમા, સત્ય, પ્રમાણિક પણું, દયા, પરોપકાર, ગુણજ્ઞપણું, એ સર્વ મનુષ્ય માત્રના ઊંચ્ચ સદ્ગુણો શ્રધ્ધા ઉપર આધાર રાખે છે. કેમ કે શ્રધ્ધા હોયતોજ સ્વધર્મ ઉપર આસ્થા રહે, અને સ્વધર્મ ઉપર આસ્થા રહેથી, ઉપર કહેલા સર્વ ઊંચ્ચ ગુણો અધિકાર પરત્વે પ્રાપ્ત થાય. પરંતુ અશ્રદ્ધ થયે સ્વધર્મ ઉપરની આસ્થા ટુટે, અને ઉપરના સદ્ગુણો પલટાઇ જઇ અ

પ્રમાણિકપણું, કપટ, જુઠ, સંસારી સ્વાર્થ, સંશય, ભ્રમણા, અ સંતોષ, લોભ, બીજાની અદેખાઈ, સ્ત્રી વિષયમાં લલુતા, કામ ચોરી, કાળ ચોરી, વચન ચોરી, દ્વેશ, કુવ્યસન, ઘાતકીપણું, અનિતીસપણું, ઇત્યાદી ધિક્કાર પાત્ર અવગુણો આવે અને આર્યની ઉન્નતિને બદલે અધમ સ્થીતિ થાય એ નીઃસંદેહ છે. માટે અશ્રધ્ધ ન થતાં વેદ ધર્મનું સંપૂર્ણ જ્ઞાન સંપાદન કરવાને યત્ન કરો, અને મહાત્માઓના કહેલા માહા વાકયો ઉપર શ્ર ધ્ધા રાખી, શંકા પડે ત્યાં સારા વિદ્વાનથી સમાધાન સંપાદન કરી, રૂડા ધર્માચર્ણથી વર્તો. પણ નાસ્તિક થઈ અશ્રધ્ધાલું થવું એ યોગ્ય નથી. વ્યાસ મુની કેહે છે કે—

श्लोक.

॥ अज्ञश्चा श्रद्ध ज्ञानश्च संशयात्मा विनश्यति ।
॥ नायंलोकोस्ति न परो न सुखं संशयात्म नः ॥
॥ श्रद्धावान् लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
॥ ज्ञानं लब्धवापरां शांतिम चिरेणाधि गच्छति ॥
॥ नास्तिका भिन्न मर्य्यादाये निश्चय बहिःकृताः ।
॥ तेषां मविद्यते सिद्धि रास्तिके सिद्धिरुत्तमा ॥

અર્થ—અજ્ઞાની અશ્રધ્ધા વાળો અને સંશયવાળો નાશ પામે છે. સંશયાત્મા પુરૂષને આ લોકમાં કે પરલોકમાં સુખ અને કીર્તિ મળતાં નથી. મન આદિક ઇંદ્રિયોને વશમાં રાખનાર,

ગુરૂની સેવા કરનાર એવો શ્રદ્ધાવાન જ્ઞાન પામેછે. અને જ્ઞાન પામ્યાથી થોડા કાળમાં ઉત્તમ શાંતિને પામે છે. જે માણસો નાસ્તિક છે, શાસ્ત્રે કરેલી મર્યાદાઓને છોડીને ઉન્માર્ગે સ્વછંદપણે વર્તે છે, અને જેવાનો એક પણ સ્થિર નિશ્ચય નથી, તેમને જ્ઞાન કે અંતઃશાંતિ આદિક સિધ્ધિ પ્રાપ્ત થતી નથી; પણ આસ્તિક એટલે શ્રદ્ધાવાનને પરમ સિધ્ધિ પ્રાપ્ત થાય છે."—

શ્રધ્ધા એજ સર્વ સુખદ માર્ગને અનુકુળ કરનાર શ્રેષ્ટછે. અને કાળ ક્રમાનુંસારે આર્યો પરાધિન થઈ મોહીત થયાછે, તે એથીજ જશે. અને શૌર્યથી સબળ તેજસ્વી આદિ યશસ્વી આર્ય સ્થીતિ ઉદય થઇ પુનઃ આદિ આર્યરંગની જય પતાકા ફરકશે.

આર્યો આર્ય ધર્મ કંઈ અર્વાચિનકાળમાં છેક અધમ થયોછે એમ નથી, કેમકે એની શાંતિયુકત પતાકા છેક કન્યાકુમારીથી તે હિમાલયના શિખર સુધી તથા સિંધુથી તે બ્રહ્મપુત્રા સુધી ફરફર ફરકી રહેલી છે. તોપણ ધર્મના જયઝુંડા ઉપર કાળક્રમે પર સત્તાથી મોહીત થવાથી અજ્ઞાન રૂપી ધૂળ વળગી રહેલી છે. તે વેદ ધર્મ પ્રદિપ્ત થયે ખરીજઈ પ્રકાશિત થશે. માટે આર્યો અલ્પ દ્રષ્ટિના અધમ જનોની સમતોને મુકી વેદ ધર્મને જાણો.—તત્વજ્ઞાનથી સિધ્ધ થયેલો તથા વેદે વર્ણવેલો તથા માન્ય રાખેલો એક વ્યાપક સર્વાત્મા ઈશ્વર સબંધીનું જ્ઞાન, યોગ તથા મંત્રની સોધ્ધિનું સત્ય, પુનઃ જન્મ સબંધિ આર્ય શીષ્ટ જનોએ માન્ય રાખેલું છે; તેના સબંધમાં દેવ તથા પીત્રૂ દે-

વના વિષે શ્રદ્ધાપુર્વક આસ્તિકપણું, ગૃહ્ય સુત્રમાં વર્ણવેલા સામાન્ય સદાચારથી વર્તવું એજ ધર્મ. પણ સાંપ્રતકાળના અપકવ બુદ્ધિથી છીન્ન ભિન્ન બકનારાઓની સમતીને અનુસરવું, એ તો ઉધ્ધતાઈ હયા અન્ય રીતીએ કહીએ તો પાખંડ છે. પણ આર્ય તું હયાદ રાખ, કર્મ ઉપાસનાથી ચઢતાં ચઢતાં જ્ઞાન સંપાદન થયેથી પ્રવૃતિના અશાંતિ યુકત કર્મનો સંપૂર્ણ અનુભવ લઇ તેને ત્યાગી નીવૃતિ કર્મથી શાંતિમાં લય લિન્ન થયેથી પર્મ કલ્યાણ હયા મોક્ષછે. પણ સાંપ્રત પ્રસંગમાં કર્મ ઉપાસનાને શ્રદ્ધાથી ગ્રહણ કરી અનુસરવું યોગ્યછે. માટે વેદ ધર્મને અનુસર. એજ ચારે પુરૂપાર્થ તથા સર્વ સુખ સત્તાને આપનારોછે, તથા એથીજ શાંતિ સીધ્ધ તથા પ્રભુ પ્રસાદ પામવાને યોગ્ય થવાય એવુંછે. માટે આર્યજનો ખરા ખંતથી આપણા અનાદિ વેદ ધર્મને પ્રદિપ્ત કરવાને શ્રદ્ધાલું થઈ ખંતીલા થાવ અને તેમાં તમને શ્રીરંગ જયરંગ આપો. તથાસ્તુ.

## સુચના.

સંપ વિષય અમારા તરફથી છપાઈ બાહેર પડેલા છે તેની કીમત છપાઈ છે જેને જોઇએ તેને પાછળ લખેલા ગામ તે ઠેકાણેથી મંગાવી લેવી.

કર્તા.

